ૐ શ્રી રા.

# જગતસિંહ

નાટકનો સંક્ષિપ્ત સાર અને ગાયનો.

શ્રી વાંકાનેર આર્યહિત વર્ધક ના. કં. માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**રાવળ-ત્ર્યંબકલાલ દેવશંકર.**

માલીક-શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની

મહારાજા થીએટર—વડોદરા.


આવૃત્તિ ૧૨ મી    પ્રત ૫૦૦૦

વિક્રમાર્ક ૧૯૭૬ ] [મે ઈ. સ. ૧૯૨૦

કીમત રૂ. ૦-૩-૦ (ત્રણ આના.)







સુરત લીમડાચોકમાં આવેલા "દેશી મિત્ર" પ્રેસમાં
મગનલાલ વનમાળીદાસે છાપ્યાં.

# જગતસિંહ નાટકનો ટુંક સાર.

## અંક ૧ લો.



**પ્રવેશ ૧ લો**—નદીની બે બાળાઓ સહવર્તમાન ઇશ્વરસ્તુતિ.

**પ્રવેશ ૨ જો**—શૈલેશ્વરનું મંદિર-ગઢમંદારણપતિ વિરેંદ્રસિંહની પુત્રી તિલોત્તમા તથા વિમળા સખીઓ સાથે રાસની ગમતમાં વર્ષાદની શરૂઆત. તેટલામાં શીકારી વેશે જગતસિંહનું પ્રસિદ્ધ થવું. તિલોત્તમા તથા જગતસિંહના પ્યારની શરૂઆત.

**પ્રવેશ ૩ જો**—જગતસિંહનું પોતાના મિત્રો સાથે હાલના ક્ષત્રીઓ વિષે વિવેચન. ત્યાં રસિકનું આવવું ને હાસ્યરસની હાજરી.

**પ્રવેશ ૪ થો**—અંબરના મહારાજા માનસિંહનું કમળમીઠીયા ઉપર લડાઇની ચઢાઇ.

**પ્રવેશ ૫ મો**—રસિક આસ્માનીનો પરસ્પર પ્રેમ વિનોદ અને સુરેંદ્ર ઉપર રસિકનું ગુસ્સે થવું.

**પ્રવેશ ૬ ઠો**—તિલોત્તમાનો બાગ-તિલોત્તમાની જગતસિંહ ઉપર આતુરતા. સખીઓનો સંવાદ, પાછળથી વિરેંદ્રસિંહ અને સુરેંદ્રનું આવવું.

**પ્રવેશ ૭ મો**—રંગીલા રંગીલીનો હાસ્ય વિનોદ સંભાર.

પ્રવેશ ૮ મો—અભીરામ ગુરૂની પુત્રી વિમળાનો તિલોત્તમાના લગ્ન બાબતનો વિચાર ત્યાં ગુરૂ અભીરામ અને વિરેંદ્રનું આવવું અને તિલોત્તમાની મમતા જગતસિંહના ઉપર છે તે વાત જાહેર થતાં વિરેંદ્રનું ગુસ્સે થઇ તિલોત્તમા પાસે જવું.

પ્રવેશ ૯ મો—મહેલ-તિલોત્તમાની જગતસિંહ ઉપરની પ્રીતિ. સખીઓની ગમ્મત ત્યારબાદ ગુરૂ અભીરામ સ્વામી વિરેંદ્ર અને વિમળાનું આવવું. તિલોત્તમાની દઢ વૃત્તિથી અને બહુધા મતથી તિલોત્તમાના લગ્ન જગતસિંહ સાથે કરવાની ભલામણ.

પ્રવેશ ૧૦ મો—રસિક તથા આસમાનીના હાથથી સુરેંદ્રની થતી કમબખ્તીનો આબેહુબ ચિતાર.

પ્રવેશ ૧૧ મો—ઓઢીયાનો કિલ્લો કબજે કરવા માટે ત્યાંના નવાબ કતલુખાન અને જગતસિંહની ભયંકર લડાઇ. તોપના મારાથી કીલ્લો તોડવો અને ઉસ્માન તથા નવાબનું પકડાઇ જવું.



## અંક ૨ જો.



પ્રવેશ ૧ લો—કીલ્લો–ગઢમંદારણના કીલ્લાનો પઠાણોના હાથથી થતો કબજો અને હવાથી વિરેંદ્રનું પકડાઇ જવું.

પ્રવેશ ૨ જો—સુરેંદ્રની પુત્રી રંગીલીને રસીકનો પુત્ર રંગીલ તે બંનેની પ્રીતિની શરૂઆત.

પ્રવેશ ૩ જો—વિરેંદ્રસિંહની પુત્રી તિલોત્તમા અને જગતસિંહની પરસ્પર પ્રીતિ. બાદ વિમળાનું બાવવું અને પઠાણોના હાથથી જગતસિંહનું કેદ થવું.

પ્રવેશ ૪ થો—માનસીંહ પોતાના સરદારો સાથે વિચાર કરે છે તેવામાં રસિક આવી જગતસિંહના કેદ થયાના ખબર આપે છે. બાદ સેવક ધર્મ બજાવવા જગતસિંહને છોડાવવા રસિકનું જવું.

પ્રવેશ ૫ મો—કત્લુલખાનનો દરબાર–તેમાં ઉસમાનને શીરપાવ અને વિરેંદ્રને કતલ કરવાનો હુકમ.

પ્રવેશ ૬ થો—વિમળા અને તિલોત્તમાનો વિલાપ. નીચ સુરેંદ્રની દુષ્ટતા. પાછળથી ઉસમાનનું ઓળખાવું અને વીંટીથી મળતી ધીરજ.

પ્રવેશ ૭ મો—નવાબ કત્લુલખાનની શાહજાદી અમીના તરફથી ઉસમાનને જગતસિંહની દવા કરવાની ભલામણ.

પ્રવેશ ૮ મો—જગતસિંહની માંદગી ત્યાં અમીના તથા ઉસમાનનું આવવું. બાદ ઉસમાનખાન પ્રત્યે અમીનાના પ્યારની શરૂઆત.

પ્રવેશ ૯ મો—રંગીલા રંગીલીનો હાસ્ય વિનોદ સુંગાર.

પ્રવેશ ૧૦ મો—જગતસિંહનું વિચાર ભુવન—ત્યાં નિમકહરામ સુરેંદ્રની લુચ્ચાઇ. રસિકનું મળવું ત્યારબાદ ઉસમાનનું આવવું. કેટલીક વાતચીત કરતાં ગુસ્સે થઇ જગતસિંહને જેલખાનામાં લઇ જવા હુકમ.

પ્રવેશ ૧૧ મો—નવાબના હુકમથી વિરેંદ્રનો વધ અને વિમળાનો વિલાપ.



૭

## અંક ૩ જો

પ્રવેશ ૧ લો—સુરેંદ્ર આસમાની પર આસક્ત થઇ તેને પજવવી બાદ પાછળથી રસીક તથા અભિરામનું આવવું સુરેંદ્રનું નાસી જવું અને રસીક તથા આસમાની પ્રતીજ્ઞા અને સ્વામી ભાકત.

પ્રવેશ ૨ જો—જેલખાનામાં તિલોત્તમા અને અમીનાનો જગતસિંહ સાથે મેલાપ નીચ સુરેંદ્રના ભંભેર્યાથી પવિત્ર તિલોત્તમાનો તિરસ્કાર ત્યાર બાદ અમીના પ્રત્યે ઉસમાનખાનના ખોટા વહેમ

પ્રશાવે ૩ જો—સુરેંદ્રને ફસાવવા માટેની રસિક તથા રંગીલની યુકતી પાછળથી રંગીલા રંગીલીનાં જાહેર લગ્ન

પ્રવેશ ૪ થો—વિમળાના હાથથી કતલુલખાનનો પ્રાણવધ અને ફુરમ તથા અમીનાનો અફસોસ.

શવેશ ૫ મો—વિમળાની હકીકતથી ગુરૂ અભીરામ તથા તિલોત્તમા વિગેરેનું આશ્રમમાં જવું.

પ્રવેશ ૬ ઠો—ઉસમાનખાનના પ્યારની ખાતર અમીનાની ફકીરી.

પ્રવેશ ૭ મો—જોગી વિષે તિલોત્તમા જગતસિંહનો મેળાપ પતિ પત્નીના પ્રેમની પરીક્ષા.

પ્રવેશ ૮ મો—રંગીલ રંગીલીનો હાસ્ય વિનોદ શ્રંગાર.

પ્રવેશ ૯ મો—મહાન બાદશાહ અકબરનો દરબાર—જગતસિંહ ને બાદશાહ તરફથી મળતો શીરપાવ, તિલોત્તમાને મળતી જાગીર રસિક રાયનો સત્કાર. જગતસિંહ ના લગ્નની મુબારકબાદી આપતાં ગાયન સાથે આ નાટકનું સમાપ્ત થવું.

## મુખ્ય પાત્રોની સમજ.

જગતસિંહ—અંબરના મહારાજા માનસિંહનો કુમાર
તિલોત્તમા—ગઢમંદારણ પતિ વિરેંદ્રસિંહની પુત્રી
વીમળા—વિરેંદ્રસિંહની દાસીરૂપે રહેલી રાણી
માનસિંહ—અંબરના મહારાજા
રસિક—એક બ્રાહ્મણ મશ્કરો
આસમાની—વિરેંદ્રસિંહની મુખ્ય દાસી
વિરેંદ્રસિંહ—ગઢમંદારણનો અધિપતિ
સુરેંદ્ર—તેનો હજુરી
યસવંત અને સુજન—જગતસિંહના મિત્રો
કત્લુલખાન—ઓઢીયાનો નવાબ
ઉસમાનખાન—નવાબનો સેનાપતિ
અમીના—નવાબની શાહજાદી
હકીમ—નવાબનો વૈદ્ય
હુરમ—નવાબની રાણી
રંગીલ—રસિકનો પુત્ર
રંગીલી—સુરેંદ્રની પુત્રી
અભીરામ—વિરેંદ્રસિંહના ગુરૂ

લશ્કર, દરબારીઓ, વારાંગનાઓ, વિગેરે



# જગતસિંહ

## નાટકનાં ગાયનો.



### અંક ૧ લો.



### ઇશ્વર સ્તુતિ.

૧

નટી—

વિભુ ભક્તપાલ દયા નિધિ છો જગત્રાતા
શાતા દાતા જ્ઞાતા ગાતા ગુણીજન ધ્યાતા—
અગમ્ય માલિક છો અવિનાશી
ભવાબ્ધી તારક વિપત્ત વિનાશી
મોક્ષ પ્રદાતવ ભવ્ય કળાશી
જામી વિશ્વ વિષે સુખરાશી
એવા એ નામી સ્વામી આવો ધામો
ધામો સેવકની સહાયે પિતુ માતા [અવિધાતા

બાળાઓ— ૨

રમતી સંખીયોની સંગાથ યુવતિ જાય મલકાતી
મદન વિહારે વ્હાલી રસમાં રંગાતી
જાતી સ્વામીના ગુણુ પ્રેમે ગાતી—
ચટકતી ચાલે હાલે લલના શરમાતી
વાહ વાહ મંગલમય માનુની જણાતી.

વિમળા, તિલોત્તમા
અને સાહેલીઓ ૩

ચાલો બેનો ચાલો આજે શૈલેશ્વર જઇએ
શૈલેશ્વર જઇએ શંભુ શરણુમાં થઇએ—
પતિત પાવન એ છે જંગલ નિવાસી
ટાળે ઉદાસી આપે સ્વામી સુખ રાસી—

હાહા ત્યારે ચાલો વાહવાહ બ્હેનો મ્હાલો હેંહેં મ્હારો વ્હાલો

હવે ત્વરાથી ઉપર ચડીએ
અર્ચી ચંદન વંદન કરીએ
પ્રેમ મસ્તક પાય ધરીએ
વાહ, વાહ, વાહ, વાહ, વાહ, વાહ. (૨)

તિલોત્તમા, સખીઓ— ૪

ઝીણા ઝરમર વરસે મેહ ભીંજે મારી ચુંદડલી
એવા નંદકુંવર શું નેહ ભીંજે મારી ચુંદડલી
એવા નગણા સાથે નેહ

ઉંચા અવાસ એ અલબેલાના નીચે અમારી મેડી રે
સુતી હતી હું મારા ભુવનમાં સાન કરી મુને તેડી—ભીં૦
ડગ ડગ દાદુર મગમગ મોરલા ચાતક થયા નમેરીરે
વીજળીના વેગના ભયને ત્યાગી આવી ઉભી આશેરી—ભીં૦

જગતસિંહ— ૫

થાય ગરડ ગરડ નભમાંય થાય,
ચડી કારમી ઘોર ઘનઘટા કાળશી વિષમ જણાય—થા૦
ઉંચા ગિરિવર કોતર અંદર
પશુના અંતક શબ્દ સુણાય
મહા ભયાનક વૃક્ષ તણો ઠઠ
નીરખી ભયથી ધીર ઉડી જાય—થાય૦

જગતસિંહ— ૬

શી પ્રેમી શી પ્રેમી શી પ્રેમી શી પ્રેમી;
શાણી સલુણી દાખો પ્રીતિ રીતિ એ બોલી શા બોલે
એ ચાલી મધુરી મનહર શી મુખ કાન્તી;
નખ શીખ શી સોહાતિ નવ યોવન મદ માતિ,
મુખ મંદ મંદ મલકાતી મૃગ નેણી મૃદુ વેણી.
નવીન રસિક યુવતિ ખીલતી પદમણી તણી;
ઘણી મનહરણી ચોટી નવેલી છટા છબી ચિત્તમાં
રમણી નમણી સુખદા તરૂણી ગઇ હા એ તો
ગઇ ચાલી ગઇ અહાહાહાહા.

યશવંત, સુજન— ૭

શુરવીર ધીર રણુ રંગ રાખી કરે જંગ દંગ કરતા
ધરી શસ્ત્ર અરિ શિર દૂર કરી રહે દિન દુઃખ હરતા.
ખરી ક્ષત્રીવટની ટેક રાખી વિજયી થઇને ફરતા
રહે મગ્ન સદા શુભ કામ કરી હરી નામ હૃદય ધરતા.
હવે નહીં દેખું ક્યાંય એવા ક્ષત્રી મહીં માંયે
મન બહુ ગભરાય જગપતિ કર સહાય
પ્રભુ પૂરી આશા કર, પ્રગટ ક્ષત્રી પૂર ક્ષત્રીવટ ધરતા.

રસિક— ૮

હું છું રંગીલો જુવાન ફક્કડ અક્કડ ચાલુ આમ
ભણ્યો છું વિદ્યાઓ તમામ રસીકલાલ મારૂં નામ.
બંદાના રૂપ આગળ માનો કામદેવ પણ તુચ્છ
કુંચક કામની ફિદા થાય છે જોઇને મારી મુચ્છ
એકકો છું વિદ્યામાં તેથી પંડિતમાં પંકાઉં
કુશળ પૂરો ગાવા માંહી રાગ રાગણી ગાઉં—હું૦

કંચનીઓ— ૯

જારે જારે ઓ રંગીલા હઠીલા જારે કુડા કાનુડા—જારે૦
હરખાવે મુઝાવે સતાવે શાને,
વેણુંનો નાદ સુંદર સાદ, આવે છે યાદ વાણી વિવાદ
રેન તું જગાવે. ભાન તું ભુલાવે, દેહ તું ડુલાવે,
ઘે લો ગો પી જાણુ—જારે જારે૦

આનસિંહ—                    ૧૦

પ્યારા રે ગુણ જોઇ તારા હરખી જી.—
આજે થયો સફળ જનમ શુરવીર ધીર ગુણ
જોઇ તારા હરખી જી.

જગતસિંહ—યુદ્ધમાં હજારોનો કરૂં જઇ સંહાર
ઠાર ઠાર મારૂં રિપુ ઠાર બારી ફાજ

સરદારી—શાબાશ શાબાશ તને એમ ઘટે સિંહબાળ—

આશમાની—                    ૧૧

વ્હાલા રશીદ (૨) વ્હાલા રશિદજી મળીયા સુંદીર
પ્રિય મારા શામળીયા—ટેક
મોજ માણું રોજ નાણું
ખુબ ખરચું મારાં તો ભાગ્ય બળીયાં—સુંદીર.
પ્રેમે રંગાયું જોબન
પ્રેમે રંગાયું તન મન,
પ્રેમે બનીયું સહુ પરવશજન
અધર રસ ભોગી પાતળીયા—વ્હાલા.

આશમાની, રશીદ—          ૧૨

ચઇ રાજી (૨) મોરા આવો આમ,
તન મન ધન થાયજો.
છબીલાજી (૨) છોકરવાદી આમ
આવી કોઇ જોઇ જાય તો

ઘર ખુણે ગોળ ઘણો મીઠો
વાટે કોઇને ખાતાં દીઠો.
[એ હા હા જી હા]
(આ બંધ્યા તમારા હેવા) છબીલાજી
ટેવ પડી તે ટળે ન ટાળી,
બોલી તારી બહુ વ્હાલી.
કામણગારાંના કુડાંકામ આવી કોઇ જોઇ જાય તો–ઘર

તીલોત્તમા— ૧૩

હેલી બની બાળારે વિરહની જવાળા લાગેરે
પ્રભુ પતિ આપો અરે (૨)
મૃગલી વિખુટી સ્વામીને શોધે
મુંઝાય મન હૃદય જાગેરે (હા)–મુંઝાય૦
રઘુવર સીતા મુખ રટે જેમ
રસના....એ હું રટું રાગેરે–વિરહ૦

તિલોત્તમા ને સખીઓ— ૧૪

ચાલો ચાલોરે સખીઓ સહુ સાથ
પરમ પવિત્ર પૂજ્ય પીતાજી પધારે–ચાલો
ઉમંગ ભરીની સંગ રંગ કરીને
ચાલીએ સહુએ પ્રેમ ધરીને
લટકો, મટકો, ચટકો, વાહવાહ (૨)

રંગીલી, રસીલી, છબીલા તું નાર
વ્હાલી ન સતાવો ન મુઝાવો વેગે ચાલો—ચા૦

વિરેંદ્રસિંહ— ૧૫

ધરીશ વીરનું હું નામ ધરામાં-
મારીશ કરીશ લોહીખાન લઈ જાન
ઓ નાદાન ન ગુમાન, ધર નફ્ટ નિર્લજ
જો જે હવે વેરમાં સાર અરે ઓ ગમાર—ધ૦
માન મુરખ અપમાન કરી મારૂં
નાહક થઇશ રણુ મુજ કર સંહાર—અરે ઓ ગમાર૦

અભિરામ— ૧૬

મદ મનમાં ધારમાં, જળમહીં પથરા તારમાં !
પાણીપર કદીનહીં ભીંતચણાય નેરણી કદી નહીં વાળપડાય
એમ તુંથી "માનસિંહ" ન હણાય—મદ મનમાં૦
મદાન્ધ રાવણ મારીયો, હણીયો હરણાકંસ
ગોવિંદને ગમતો નથી, મનમાં મદનો અંશ—જળમહીં૦
મારૂત સુત લુલો કર્યો, માર્યો મામો કંસ;
અહંકાર નથી રાખતા, હરિ વિવેકી હંસ—જળમહીં૦

રંગીલી— ૧૭

જોબનનું જોર મારા અંગે ના સમાય
ઉછળી ઉછળી રંગે એ રેલાય વ્હાલા વિના

મીઠી મીઠી વાતે પરણ્યાની પાજ બાંધું
ફૂલી ફૂલી રાતો પરણ્યાનીઓ વધાવું
કુંવારીનાં કાળજાંમાં ભડકે ઉઠે લ્હાય
અંતરનાં ઉભરા તે કોને જઈ કહેવાય—મીઠાનં•

રંગીલા-રંગીલી— ૧૮

મારા રચિયા રંગીલા રઢીયાળા
ભાડો સ્નેહ તણી શાળા
એ અક્ષર બે, કળવાળા
કોણ ભણે ભણવાવાળા
અક્ષર કેવા શીખવા જેવા—રસિયા•
પહેલો કકો પ્રેમનો, આંખે આંખ મળાય,
ક ને કઈ નહિ ક પછી, આગળ પ્રેમ વધાય,
વાહજી પોપટ પઢું હું ઘટ પટ
ઝટપટ પંખી ચતુર સુજાણ
પઢો પઢો મારી મેના જાન—મારા•

અભિરામ— ૧૯

મારી ઉરે શાન્તી શાણા કોપી શાન્ત વિચારે ન કાં,
નાહક તારી બાળે કાંતિ વિચારે ન કાં,
કોપી જન આ જગતમાં જરા લહે નહીં સુખ
ઉર બાળે તે આપનું દિયે અન્યને દુઃખ—નાહક

વિરેંદ્ર—                    ૨૦

જા જા જા દુરમુખ ભાકરી કુલ ગર્વ ભાંગે
તિલો-તમા—હાય લેહી લેહી વિનવું—જા જા જા૦
વિરેંદ્ર—બુદ્ધિ તોરી ક્યાં સંતાઇ બુદ્ધિઆળા રહી ન શકે
વિમળા—વેર ખરીદું શઠ ભોળો કુળ ગર્વની રીત ભોળો
પૂત્રી પરમો પ્યાર લેહો ધર્મ કર્મે સહ હોરો
વિરેંદ્ર—મુરખી મુઢ મનના
વિમળા—શાન્તિ ધરો મનમાં
તિલો-તમા—આપું આશિષ—દુર—જા૦

તિલો-તમા—                    ૨૧

મુજ પરમ પીતા ચિ-ત ધરજો રે, વિનતી મારી
પુત્રી શીરપર કર ધરજોરે, વેગે વિચારી    મુજ૦
બાળકડી ને ગાય બરીબરી જ્યાં દોરે ત્યાં જાય
હિત અહિત હેત નવ જાણે, તો પામર પીડાયરે મુજનું
જગત વિના નહીં ઇચ્છું જગતમાં, જગત છે જીવનહાર
જગતમહીં જન્મી હું વરવા, જગતસિંહ ભરથારરે મુજનું

આસમાની-　　　　　　　　૨૨

નાચો નાચો બંદરજી નાચો-ધનગન (૪)
સુરેંદ્ર—હા હા ખુબ નાચું, કે વહેલો પરણીને રાચું
રસિક—કહેવું છે તમારૂં કાચું અરે વાહ વાહ (૩)
આસમાની-કાચું ન રાખું રસિલાજી જોજો,
સુરેંદ્ર-હાં હાં રસિલાજી હું તો
રસિક-અરે સુખથી ભુલાવીશ ખો જો નચાવી (૩)
વાહ વાહ (૩) હું લંગડાજી-



# અંક ૨ જો.



તારકર— ૨૩

હર એક કદમ કદમ પે દમ બદમ બેહુમ ચજમ રખ્ખો
સીતમ દોદમ કલમ કરો ઔર દુશ્મનોકા ખુન ચખ્ખો
યાદહી રખ્ખો. યાદહી રખ્ખો, સબહી સંગ સંગ
એકહી રંગરંગ ખુબહી જંગજંગ દંગદંગદંગ મચાઓ
નહુમ નતુમ નકસ બેહુમસો જેર હિંદુ કર રખ્ખો

રંગીલ, રંગીલી— ૨૪

મારી લાડકડી વેગે વહેલી થા રે વેગે વહેલી થા
તારી અલબેલીની પહેલી વહેલી હારે પહેલી વહેલી હા
મીઠી વાણી શું સારી મને લાગે બહુ પ્યારી
સદા તારી આ તારી રંગીલીજી નારી
લહેર કરવીજ ભારી દુઃખ સરવે વિસારી
વહાલા તારા પર જાઉં બલીહારી બલીહારી
હું તો તારા પર જાઉં લટકાળી વારી વારી
હવે ચાલો વહાલા, છેલ કરો તૈયારી મારી૦

તિલોતમા— ૨૫

દુનિયામાં નથી કોઇએ દીઠો પ્રેમ કીનારો,
સાગર મહીં ડુબતો પ્રેમી કોઇએ ન ઉગાર્યો દુનિ૦

મગલબગમાં મુંઝાયેલો ભમર એમ સમાયો,
પ્રેમાંધ બની પુષ્પ કમળ માંહી બીડાયો—દુનિયામાં૦
પંખી પરદેશી પ્રેમ વગડે જઈને મુંઝાયો,
ઝાડીમાં મળી વાટ નહીં એમ અથડાયો—દુનિયામાં૦
સન્મિત્ર મળે સોબતીઓ આવે તદ્દ આરો,
નહીં તો ભવાયેલો ફરે બળદ બીચારો—દુનિયામાં૦

જગતસિંહ                 ૨૧

ચંચળ ચતુરા ચપળ નયનથી ચિત્ત ચમકાવતીરે
મનહર મધુરી મન મટકીથી નિત નચાવતીરે—ચંચળ૦
પ્રેમી હાથે હરનીશ ઝુલતી
પ્રેમ પુષ્પની માળા ધરતી
પ્રેમી કેશ પૂર્ણ પ્રસંગે મહાલતીરે—ચંચળ૦
મદન કટારી તન પર મારી
જખમ કર્યો છાતીમાં કારી
ભમર કમળ રસમાં ભામા ભરમાવતીરે—ચંચળ૦

સુજનરાય યશવંત—                 ૨૭

જે વિકટ વખતમાં મિત્ર તણી કરે મદદ સ્નેહ ધારી
તે મિત્ર ખરો સમજાય જાયે જગકીર્તિ બહુ સારી
વિવેકી વિનયી વિચાર સાગર ગુણી જ્ઞાન ધારી

ધર્મ કર્મ કરી રહે મગ્ન મનમાંહી બહુ વારી
મિત્ર જગતમાં જાણુવો સુખ દુઃખ સાથી જેહ
ભીડ વખત આપે મદદ તન મન ધનથી તેહ
એવોજ જગતમાં (જગતસિંહ) એક મિત્ર મળ્યો મારો
શું વર્ણન તેનું કરૂં સુજન જશ જય વધારનારો

રસિક— ૨૮

પંથ પડું પ્યારથીરે, પ્રગટ કરવા પરમ પ્રિતની રીત ખચિત
આપો આજ્ઞા આપ અનુસરૂં અંગ ઉમંગેરે
કરૂં ખળ દળ બળ ભંગ જમાવું જંગ એ સંગેરે
પવન તનય મહાસાગર કુદી પહોંચ્યો પેલે પાર
સ્વામી કૃપાથી સર્વ સુલભ છે, એ સમજી નિરધાર

કંચનીઓ— ૨૯

સંગીત સુખકર ગાઓ બાજે મૃદંગ તાલ નાખી ધીના
તાના દેરેના. દેરેના, દીમ દીમ તનન નિ ધ પ મ ગરે સારે
ધા ધીમીકીટ ધીમીકીટ તક ધિતા—
ધીકડાં ધા ધા ધા (૨) સંગીત—સુખ૦

અમીના— ૩૦

અરે પ્યારે મેરે મઅેને તોસી કદર પહેચાની—
મન મોહેલીયા નહીં માને જીયા સમજાવો પીયા ન સતાવો
જીયા જાન દીલબર—પ્યારે૦

તેરે હીજજમે બુતે દીલાજો નહીં હીલકો તેરે કરાર હુએ;
ન સતા તું બહેરે ખુદા મુજે, મેરા ગમસે સીના ફીગાર હુએ.

અમીના— ૩૧

જહાંમે પિયારા તું જાના હમારા પિયારા (૪)
જાંન જીતિ હું મેં તુજસે મેહરબાની કર અબ મુજસે
શાદી કર રહે તું કુચપે બાવીંદ મેરા (તું અબકે)
હમેશા દીખારે ખુદારા નજારા તેહરા (૪)
પલ પલ છીન છીન રેન દિન બેચેયન રહુ તોચે બીના
બહોત કઠીન અબ હોગા જીના તુજ બીના
કે ખુદાને દિલારા તુ જાના હમારા—

રંગીલા— ૩૨

મારા બાળા જોગીરાજ તમે થાશો જોગી અમે જોગણુ—થઇ જાશું
જોગીને જોગણુ જેવા જોવા જોગ આ જમાવશું.
માગો પાણી તો અમે દુધ પીવરાવશું
બાશો તે માંગી ખવરાવશું—મારા
આંખે આંખ મેળવીને આનંદ ઉડાવશું
હાજર હજુર રહી હુકમ ઉઠાવશું,
જંગલમાં આહલેક જગાવશું—મારા.

જગતસિંહ— ૩૩

મહાંધ જા જા જા નફ્ટ નવ બકરે
કપટ ચપટ ઝટપટ શઠ કહી થશે
ફૂટ નિર્લજ હગો હઇ શું ફાવીયો
સમીપ કમર નહીં આવ્યો કસી—
વશ કર્યો વિર નર છકેલ હરામી નીચ
નવ લંછન લહું ન્યાયે ખસી–મહાંધ૦



## અંક ત્રીજો.



જગતસિંહ— ૩૪

દશા આ શી થઇ થઇ ઉડી આશા ગઇ હાય હાય
પ્રભુ દશા તું પ્રાણીને શી શી બતાવે નીત
પલમાં તું નરનાથને મગવે ઘરઘર ભીખ
બહુ નચાવે તુજ માયા મહીં બહુ રીબાવે દુઃખ છાયા મહીં
હાય પ્યારી થઇ નઠારી તિલો-તમાએ પ્યાર પલટયો
વ્યર્થ આશા હા નિરાશા હાય—

જગતસિંહ, તિલોત્તમા— ૩૫

વનિતા તું નગણી નાર વિસારી પ્યાર તજી દે હાર
સતા ખરી પણ ખારને વરનાર કરે શું ખુવાર
પ્રીતમ આમ વદો શું કામ જપું તમ નામ
આઠે જામ રે શ્યામ, ઓ શ્યામ, શ્યામ
કપટી બતાવે પ્યાર તને ધિક્કાર વાર હજાર
પીયુજી હું નિરમળ નાર, કરો વિચાર, થશો લાચાર
હે કીરતાર અવની મોઝાર
જગત વિણ પ્યાર, નહિ ધરનાર, નાથ તું લેજે સાર,

અમોના— ૩૬

અરે મેરે જાનો માહોકે સરદાર
યાર કરૂં પ્યાર બાર બાર બેસુમાર—
સર કટે યા તન જલે અબ તુજ સીવા કુચ્છ ગમ નહિ
બે કફન લાશા પડા હય ઓર હમમેં દમ નહીં,
આજાર બેકરાર લાચારકો તલવાર જલ્દ માર
યા દુસવાર કર બાજારમેં મર પર રહી તેરી ઇન્તેજાર
કભી આપકે છોડનેસે જાન રહે યા નહીં
લેકીન સન મયે જાનીયે કે યાર હમસે ખફા નહીં—

રંગીલ—રંગીલો ૩૭

આવો આવો વ્હાલી વેલડી હસી વ્હેલી પ્રાણ તું
જાઓ જાઓ જાણી પ્રીતડી રીત એવી જાણું છું.
થયો ન્યાલ અહી તુજ હાથ
મુજ નાથ રહું સાથ ના જાવા દઉં
મળી તન મનથી વર પતિને
મનમથ જેમ ચાહે રતીને તરૂણી તમને તેમ,
ચાહી તમે તમ રમણી
ના ના શશી મુખ નીરખી.
ચિત્તમાં ચકોરી હરખી
સુખ દે સુધાકર પરખી
મળી જોડ સરખા સરખી—

કંચનીઓ— ૩૮

ખુમારી સુખકારી આયબા ધીરે ધીરે આવે મારા
રે રસીલા રે રંગીલા હો છેલા વહેલા પી લ્યો રાજ
પ્રીતડી તમારી શું વિસારી વારી વારી જાઉં
લ્યોને પાઉં હાથે મારા
દારૂ દીલ્લી આગરે, દારૂ જેસલમીર;
એવો પીયે કોઇ રાજવી કે કોઇ પીયે રણધીર.
બાદીલા છેલાજ મારા સાથેજ વહાલા
વેલા સવેલા લ્યો ચાલી મારા રાજ.
પી લ્યો પી લ્યો પી લીયોરે; તક આ નહીં મળનાર;
વીતે આયુષ્ય અલ્પ ઘડીમાં, કાળને વશ થાનાર.
માણી લીયો મોજો આ જગ બોજો ઉતારી
મારા રસીલારે રંગીલા હો છેલા વહેલા પીલ્યો મારા રાજ

અભિરામ— ૩૯

હરિ તુજ વારે ચડશે એક ઉપાધિ પછી ન નડશે
નિરખી તુજ પ્રીતિ રીતિ—હરિ૦
પાંચાળી ચીર પુરીયાં; ભરી સભા મોઝાર,
રૂપ ધર્યું નરસિંહનું, હર્યો ભૂમિનો ભાર
ધરણી ધરણ પ્રભુ તારણ તરણ એ, જરૂર સંકટ તુજ
હરશે હરણ એ
માટે તું, ધીરીથી, ગુણો ગા, પ્રભુ કેરા, બેટા વહાલી—હરિ૦

તિલોત્તમા— ૪૦

બિભુ વા'રે ચડોને મારી રે, દીન દાસી કહે છે પુકારી
કષ્ટોને કાપી, સ્વામી સુખ આપી
આશ પુરો દયા દીલધારી—વિભુ૦
ભોગીને માટે જોગી વેશ ધારી, મળું મોહન મમ સુખકારી
સહાય તારી હે મોરારી, યાચે બાળા બિચારી—વિભુ૦
તારા વિના તો બીજી ત્રીજી છે હરામ
છે હરામ (૩)—૦વ્હાલા૦

અમીના— ૪૧

તન તંબુર નવજ તાર યાર મઍં બનાઇ રે
યે તંબુરમેં નામે ખુદા જાની ધુન સમાઇ રે
હાથમેં માળા ગલેમેં સેલી કફની જો રંગાઇ રે
જેવર બદલ ખાક તનપર મએને અબ લગાઇ રે
અમ્મા રહો તુમ શાદો ખુરરમ યે મેરી દુઆઇ રે
બખ્તિ બદલ અબ તો જમી વીરાના મુજકો ભાઇ રે

જગતસિંહ— ૪૨

ભુલો પડયો ભર વનમાં હઠીલો હું આ નીર્જનમાં
કનકપાત્ર મેં કાંઇ ન પીછાણ્યું, માટી પ્રમાણી મેં મનમાં
કાજળ કેરી કોટડીમાંથી મેંશ મેળાવી મહનમાં
હે પ્રભુ સાચી શુદ્ધ સંતિને, સુખ લઉં હું ભવ વનમાં

તિલોત્તમા—જગતસિંહ  ૪૩

આવો આવો પિયુજી પ્રીયા પાણીડાં પાય
અરે વાહ વાહ મારી શાણી તિલોત્તમાય
મારૂં હૈયું હરખાય પ્રીયા પ્રીતિ જળ પાય
આપું પ્રાણદાન પીરસું પકવાન—
જાણું છું, માનું છું, વહાલી પીછાનું છું
દાસી તમારી છું.
જીવન સુખકારી તું,
પ્રીતથી હારી છું,
જાઉં તુજ વારી હું,
વાહ વાહ આવો પ્રાણ રંગે રમાડું
વાહ વાહ વાહ મારી શાણી તિલોતમાય
મારૂં હૈયું હરખાય પ્રીયા પ્રીત જળ પાય—

રંગીલ-રંગીલી—  ૪૪

ગોરી ગોરી નખરા વિનાની નમાલી,
નારી નકામી કોઇ જાણો છો નખરાં.
પ્યારી મારી તારા વિના હું બાળુ કાળુ
અં મારૂં વાહ તારાં નેતમ છે નખરાં
બોલતાં ન આવડે તો બારજા ખોટ છે,
(પાયો મળે ન ચોટી ખાટલે તે ખોટ છે.

ઠેઠો ન આવડે તો હો બારી ઠોઠ છે,
(બસ તારી બોલી સચોટ જાણે ચોટલે)—ગોરી ગોરી.
(ગોળ ઘી વિનાનો લુખો બાજરીનો લોટ છે)
આળને લચકે તો દીઠી જાણે દોટ છે.
આવડે ન આંખો ઉતાળતાં તો ખોટ છે,
રંગીલી નારી તો રૂપીયાની નોટ વ્હા)
(રંગીલો તારો અલોટ છે પલોટ છે બસ લોઠ પોટ છે)—ગોરી,
સર્વ પાત્રો— ૪૫

જય જય સુરેશી સુખકર મહેષ,
જય વિજય વિજય હે કાપી કલછ—જય જય.
ભકતજન, પ્રતિપાલ, ગંગા ધારી દીનદયાલ
યાચીએ મળી સૌ બાળ આર્યનો ઉદય હમેશ—જય જય.
ઉદ તનન, તનૂન તાના દેરેના
દીયનરે તનન તોમ તનન તોમ,
સાની ધ પ ગ મ પ ની ધ પ મગરેસા—જય જય.



# સમાપ્ત.

નરસિંહ મહેતો, મીરાંબાઇ, ધ્રુવકુમાર, ગોપીચંદ, ભક્તરાજ પીપાજી તથા સુરશ્યામ નાટકની ભાષણ સહિત મોટી બુક આઠ આનાની કીંમતે કંપનીમાંથી કોઇપણ વખતે મળી શકશે.

ગ્રંથ કર્તા.



## જાહેર ખબર.



સર્વ સાહેબોને વીદીત કરવામાં આવે છે કે નાટક કંપનીને તથા રામલીલાને લગતો દરેક સામાન જેવો કે સીન, પડદા, ડ્રેસો, હારમોનીયમ વીગેરે સેકન્ડહેન્ડ સામાન જથાબંધ તેમજ છુટક ઘણાજ કીફાયત ભાવે વેચવામાં આવશે.

ત્રંબકલાલ દેવશંકર રાવળ

માલેક

શ્રી વાં. આ. હિ. વ. નાટક કંપની

જયાં હોય ત્યાં અગર

મહારાજા થીએટર—વડોદરા.

